શ્રી ૧ા

# વિધવા વિવાહ
અને
# કન્યા વિક્રય.

યોજક તથા પ્રકાશક
ગોપાળજી હરીભાઇ દેશાઇ
વેસ્માકર.

કુંભારટુકડા મુંબાઇ.

આવૃતી પહેલી.
પ્રત ૫૦૦૦

શીહાહુસેન ઇસુફઅલીએ પોતાના શ્રી શીદવી પ્રીન્ટીંગ પ્રેસમાં છાપી પ્રસિધ્ધ કીધી છે.

સને ૧૯૧૩.

કીમત રૂ ૦-૦-૬

# કૉપીરાઈટ· વિધવા વિવાહ અને કન્યા વિક્રય

મમલા ચરણ.



શીવ સુત સમરૂં ગણપતિ વંદી કરૂં છું પ્રણામરે
દીન આર્યોપર પ્રીતિ કરી પુરો મનોરથ કામરે
સંસાર સુધરે વિચરો હે આર્ય ચાહુ અંતરે
આ લોકને પરલોકમાં આનંદની એ રીતરે
સદગુણના ગ્રાહી થજો સદકર્મના કર્તા વળી
તમ દેશપર પ્રીતી ધરી આનંદમાં રહો સૌ મળી
આસિસ દઉં અંતર થકી આ દેશની ચડતી થજો
ગોપાળજી પ્રભુ શું ચહે તમ પ્રીત પ્રાણીપર હજો

ઉંચ વર્ણના હીંદુઓ કે જેને માટે વિધવા વિવાહ અને કન્ય વિક્રય કરવા ધર્મશાસ્ત્રે મના કરેલ છે તથા પરંપરાથી એ બાબતનો તિરસ્કાર આપણા પુર્વજો કરતા આવેલ છે એવા નીંદાપાત્ર રીવાજો ચાલુ જમાનામાં બહુ મોટે ભ ગે દ્રષ્ટીગોચર થાય છે એ ઘણી અફસોસની વાત છે.

વિધવા વિવાહનો પ્રચાર વધવા માટે આપણા દેશમાં કેટલાએક મંડળ સ્થપાતાં જાય છે અને તેમાં ભણેલા ગણેલા વિલાયત જઈ પાસ થઈ આવેલા પ્રોફેસનેબલ ગ્રહસ્થો ભાગ લઈ એ પ્રચાર આગળ વધવા પ્રયત્ન કરે છે પરંતુ એ ધર્મનો લોપ થવાના અને આર્ય પ્રજાની ભવિષ્યની પડતીના ચીન્હ છે આપણા ધર્મશાસ્ત્રે વૈધવ્ય ધર્મ નિરૂપણ કરેલ છે અને તે પ્રમાણે વૈધવ્ય પાળનાર સ્ત્રી આ લોકમાં સુખી થઈ

પરલોકમાં સ્વર્ગનું સુખ ભોગવે છે. જ્યારે વૈધવ્યનો ભંગ કરનારા અર્થાત પુર્નલગ્ન કરનાર સ્ત્રી આ લોકમાં નાના પ્રકારના દુ:ખ ભોગવી મર્ણ પછી રૈરવ નર્કમાં જાય છે. વળી એક રીતે જોતા વિધવા વિવાહ પછી ઉત્પન થએલી પ્રજા વર્ણસંકર કહેવાય છે. અને વર્ણસંકર પ્રજાથી આખુ કુલ નર્કમાં જાય છે. આમ શ્રીમદ્ભાગવત ગીતામાં અર્જુને શ્રીકૃષ્ણ પરમાત્માને કહેલું છે કારણ કે વર્ણસંકર પ્રજાના પિંડદાન (શ્રાધ) વગેરે પીત્રુઓને પહોંચતા નથી. માટે કોઇ પણ રીતે આપણાં ઉંચ ગ્નાતોમા પુર્નલગ્ન ન થવા જોઇએ. જુઓ એ બાબતમાં નિચેની કવીતાથી પરો ખ્યાલ આવશે.

## સવૈયા.

નષ્ટ સમયમાં ભ્રષ્ટ મતી થઇ પુર્નલગ્ન કરવા માંડે
અત્યાચારનું મુળજ એ તો રૂદન સર્વ જનના કાડે
વિપરીત બુધ્ધી વિપરીત કાળે વિપરીત વાતો સુજ પડી
ધર્મ નીતિના નામ ગયા ને સત્ય સાથ તકરાર નડી
આર્ય વાસીઓ બંધુ મારા અકલ કેમજ શુન્ય થઇ
પસ્તાવો પાછળથી થાસે બુધ્ધી શાને મલીન થઇ
મોટાઓ ખોટા કહેવાયા અધર્મ માર્ગ તે તો લાવે
અનેકવાર પોતાની બેટી બીજાઓને પરણાવે
ધર્મ નિતીથી લગ્ન થયાં તે ફરી ફરીને શું પલટાય
સમય બુરો આજ આવતા મનજ મારૂં તો અકલાય
કુલટા નારી મનમાં સમજે આ પતી મુજને નથી ગમતો
યાર ફાંકડો સામે આવે જો જો વેગેથી નમતો

આના કરતાં અતિ રૂપાળો મન મારૂં તેમાં શોભાય
ભાર શો છે આ દુષ્ટ તુરકના ખંજર કાઢી જો ભોંકાય
બાળ રવડતાં મેલી કુછંદી નારી તો ચાલી જાસે
પુર્નલગ્નનો ધારો કરતાં દશા દેશ પડતી થાશે
સરળ પંથ છે આના કરતાં બાળ લગ્ન નાબુજ બાળો
લધુ વયની બાળકીઓને પરણાવાનું તો ટાળો
હાહાકાર દેશે વરતાયો પાપતણી મતી સુજે છે
પરણેલી શું પાછી પરણે સુજ્ઞજનો મન મુંજે છે
સત્ય કર્મ કરનારા બંધુ સુજ્ઞજનો સુભ કર્ત્તા છે.
દુષ્ટ કર્મના કરનારા નીચ ભાર ન કામો ભરતા છે
આર્યવર્તની સતીઓ શાણી ધર્મ માર્ગ મનમાં રાખે
નીતિ નિયમના સીરસ્તાથી સ્વર્ગ સુખ પોતે ચાખે
પરજન સામી દ્રષ્ટી નહી ને સતીત્વ વૃતી ધારી હતી
વાકય સિધ્ધીની અમીદ્રષ્ટીથી સુદ્ધ રાખતી હતી મતી
પર પુરૂસનો સ્પર્સ થતા તે સ્નાન કરીને પવિત્ર થતી
ધન્ય ધન્ય તે વિરબાળાઓ બુધ્ધી કલ્પના સુધ હતી
તેને બદલે આજ સમયની કુલટા નાર કુછંદ કરે
પુર્નલગ્ન કરવાને માટે હાથ જોડીને કરગરે
કસાઇ સમ કર્મો એવા છે ધરતી માત તે શું સાંખે
હીમાયતી એ પુર્નલગ્નના સભા ભરીને શું ભાખે
સુજ્ઞ ભગનીઓ બોધજ મારો અંતર આનંદે ધરજો
નિતી નીયમના વ્રત સાચવી સતીત્વ પથે તો પળજો

દાશ ગોપાલજી નમ્ર વાણીથી સમય સાધીને સુચવતો

આર્ય વાસીઓ બંધુ મારા વિનય વાણીથી વીનવતો

હવે કન્યા વિક્રયના સંબંધમાં બે બોલ લખવાની રજા લઉ છું કન્યા વિક્રયનો પ્રચાર આપણી ઉંચ જ્ઞાતોમાં એટલો બધો વધવા પામ્યો છે કે જેના પરીણામે બીચારી હજારો બાળકી કજોડાનું મહા દુઃખ ભોગવી પાછળથી વિધવા થાય છે પુત્રીને વેચી પૈસા લેવા એ મહા પાપ છે એમ આપણું ધર્મશાસ્ત્ર પોકારીને કરેછે.

જુઓ એ બાબતમાં નીચેનો શ્લોક શું કહે છે.

अल्पे नापिहीं शुल्के न पीता कन्या ददातिय

रौरवं बहु वर्षाणि पुरुषं मुत्र श्नु ते

અર્થ—કન્યાનો બાપ કન્યા આપવાનો બદલામાં થોડા પણ પૈસા લે તો તે ઘણા વર્ષ સુધી રોરવ નામનું નર્ક ભોગવે છે અને નર્કમાં રહયો રહયો મલ મુત્રનું ભક્ષણ કરે છે વળી કહયું છે કે

कुंभीं पाकं स्वयंयाति कन्या विक्रायिणे फलम्

અર્થ—કન્યા વિક્રયનું ફલ એજ છે કે કન્યા વિક્રય કરનારા કુંભીપાક નામના નર્કમાં જાય છે માટે હે આર્ય ભ્રાતાઓ સ્વધર્મના રક્ષણ અરથે અને તમારી પ્રજાના સુખના અર્થે તમો કન્યા વિક્રય ના કરો

## કવાલી.

અરે આ દ્રવ્યના લોભે પીતાઓ પુત્રી વેચે છે
પીતાઓ પુત્રી વેચે છે પીતાઓ પુત્રી વેચે છે
ભલે વિધવા થતી કન્યા ભલે થાતો હશે અન્યા
તથાપી લક્ષ્મી લવાને પીતાઓ પુત્રી વેચે છે

બ્રાચારી બાલકી નાની ન સમજે વાત વેવાની
સદાનું ભાગ્ય ખોવાને પીતાઓ પુત્રી વેચે છે
સુકોમળ પુત્રી જે પ્યારી પતી છે વૃદ્ધ આજારી
દુખી નીજ બાળ જોવાને પીતાઓ પૂત્રી વેચે છે
ઉડયો જેમ અગ્નીનો તણખો પતી મરતા બળ્યો મનખો
કુટીને શીર રેવાને પીતાઓ પુત્રી વેચે છે
સગો મુજ સ્વાર્થી મા બાપો પ્રથમ આવ્યો તો અંધાપો
પુત્રીની ગાળ ખાવાને પીતાઓ પુત્રી વેચે છે
અધમ નર જે હશે પુરો રહયો જે પાપમાં શુરો
સકળ કુળ લાજ ખોવાને પીતાઓ પુત્રી વેચે છે
કહે ગોપાલજી પ્રીતે સમજજો જગતની રીતે
કરો કાંઇ ઇશની બાકે પીતાઓ પુત્રી વેચો ના

કન્યા રત્ન લક્ષ્મી રૂપ છે તેને સારે સ્થળે કન્યાદાન દઇ તેના આસિસ લેવાથી પીતાની લક્ષ્મિમાં વધારો થાય છે એથી ઉલટુ કન્યા વિક્રય કરી તેને કજોડાના દુખમાં નાંખી તેની હાય લેવાથી લક્ષ્મિનો સદંતર નાશ થાય છે અહીંસાને પરમ ધર્મ માનનારા આર્ય સુરવીરે તમારા હાથે એક નાનું સરખું જંતુ મરતાં તમારૂ રૂદય કંપે છે. તો આ તમારી વહાલી બાળાઓ કન્યા વિક્રયના પરીણામે કજોડાનું મહા દુખ ભોગવી રીબાઇને મરે છે તે તમો કેમ સાંખો છે ગાય કરતાં પણ ગરીબ અને વળી તે તમારીજ પુત્રો તેના ઉપર તમો ઝેરી છુરી ચલાવો છો એમ કહેવામાં કાંઇ વાંધો નથી કારણ કજોડાના દુખમાં સપડાયલી બાળા પોતાનું જીવન ભડભડતા ચીતા અગ્નીમાં

ગળાતી હોય તેવું છે. પોતાની જીવતી બાળાને ચીતામાં ધકેલી દેવાનું નીર્દય કામ હે આર્ય સજ્જનો તમોન ન છાજે, કન્યા વિક્રયનો વિષય એટલો બધો મહાન છે કે એ બાબતમાં જેટલું કહેવા માગીએ તેટલું ઓછું છે પરતું હાલ તો નિચેની એક કવીતામાંજ સમાપ્ત કરું છું.

## હરીગીત

કન્યા તણા હરી વિત્તને નર કોઇ સુખીઓ ના થયો
નીજ બાળકીના કષ્ટ દેખી હાથને ધસતો રહયો
પાપી પીતા લઇ દ્રવ્ય દીકરી વૃદ્ધ શું વેવા કરે
યુવા અવસ્થે પહોંચતા પતી સ્વર્ગ વિષે સાંચરે
વૈધવ્ય દેખી દીકરી મા બાપ અંતરમાં બળે
પણ લગા વેળા અંધ થઇ મહા પાપને રસ્તે પળે
જે ગાય કરતા ગરીબ છે પુત્રી તમારી રાંકરે
શાને રીબાવી મારતા શું પડયો તેનો વાંકરે
કન્યા તણી લઇ હાય આખર હાલ તમ બુરા થશે
વિક્રય કરેલું દ્રવ્ય જાતાં ગાંઠની લક્ષમી જશે
મહા પાપ જેવુ પાપ આ તમ પુત્રી પૈસો ના પચે
રૌરવ થકી પણ અધીક નર્કે દુષ્ટ નર તે સાંચરે
વિનંતી કહે છે આર્ય બંધુ દાશ તમ ગોપાલજી
કન્યાનું વિક્રય ના કરો એ દીન તમારી બાળજી



